સંદેશ

Kutchh

Sunday, May 15, 2011

# વાંઢાય ખાતે ભગવાન લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ સંપન્ન

ભુજ તા. ૧૪

દેશલપર વાંઢાય નજીક આવેલા અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવનો પ્રારંભ ૧૧ મી તારીખે થયો હતો. આજે પૂર્ણાહુતિના દિવસે સવારે દેવતાઓનું પ્રાણ પુજન મૂર્તિ ચિંતા મહાન્યાય-પ્રાણ પ્રતિષ્ઠા શિખર કળશ સ્થાપના, ધ્વજારોહણ, મહાભોગ, મહાઆરતી, દેવોનું ઉત્તર પુજન, બલીદાનની સાથે હજારો ભાગિકો, સંતો-મહંતોની ઉપસ્થિતિમાં ભગવાન લક્ષ્મીનારાયણના જય ઘોષ સાથે આ મહોત્સવ સંપન્ન થયો હતો.

- ચાર દિવસીય મહોત્સવમાં લાખો ભાવિકોની ઉપસ્થિતિ

આ અગાઉ સવારે દાતાઓ પુજારીઓ, સંતો, પત્રકારોના સન્માન થયા હતા અને સંત સભામાં સ્વામિનારાયણ ભગવાન મંદિરના સંતો ઉપરાંત અન્ય સંતોએ ધર્મો ઉપદેશ આપ્યા હતા. ૫૧ કુંડી વિઝાંણ યાગ યજ્ઞામાં ગામે ગામથી જોડલા જોડાયા હતા. ઉપરાં નખત્રાણા સરપંચ ડાયાલાલ સેંઘાણી, પ્રેમજીભાઈ કેસરાણી, છગનભાઈ પારસિયા, રમેશ વાઘડીયા પણ યજ્ઞામાં આહુતિ આપી હતી અને સનાતન ધર્મનો જય ઘોષ સાથે આ મહોત્સવ સંપન્ન થયો હતો. ચાર દિવસ સુધી ચાલેલા આ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવમાં કચ્છ તેમજ કચ્છ બહારથી લાખો ભાવિકો ઉપસ્થિત રહ્યા હતા અને મહોત્સવને સફળ બનાવવા માટે સ્વયં સેવકો જહેમત ઉઠાવી હતી.

.

Sandesh - Leading Gujarati Daily

Source: Sandesh.com
Date: 15-May-2011